# રસિક



હું શું લખું ? શું ના લખું ? કે ખ્યાલ ના અંતર રમે ?
નવ શબ્દ એક્કે પાડવા, આ લેખિનિ નીચી નમે ?

(રસિક.)

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧,૦૦૦

# મંગળ માળ.

લેખક:

## રસિક.

તે સુરજમલ તલકચંદ શાહ

પાલનપુરનિવાસી.

પ્રકાશક:

શા. લક્ષ્મીચંદ ચેલજી, પાલનપુર.

(સર્વ હક્ક લેખકને સ્વાધીન.)

વિક્રમ સંવત ૧૯૭૪. ઇસ્વી સન ૧૯૧૮.

કીંમત ૪ આના.

૧૯૧૮.

# સુવર્ણમય શબ્દો?



સત્ય, શિયળ, સમતા ક્ષમા;
દયા દિનતા દાન,

તપ, જપ, સ્નેહે, આદરો;
લિયો મોક્ષનું થાન.?

"રસિક."

ૐ

# મંગળ માળ.

## દોહરા.

કુમ કુમ અક્ષત શ્રીફળે, ભર્યા સુવર્ણી થાળ;
લક્ષ્મી આવી આંગણે, કરવા મંગળ માળ. ૧
સ્નેહે સૌ સમ્પે મળો, અહા! ભારતી બાળ,
પુષ્પો નમને પ્રેમનાં, ગુંથો મંગળ માળ ૨
શોક, દ્વેષ, આળસ સમા, શત્રુ જે વિકરાળ;
ભ્રષ્ટ થઈ સૌ. હૃદયમાં, પ્રગટો, મંગળ માળ. ૩
દાઝ ધરી દિલ દેશના, કરો કાર્ય તત્કાળ,
કીર્તિ સમકે ધરો, મનહર મંગળ માળ. ૪
જોગી ભોગી ને ધણી, રાયરંક કંગાળ;
સર્વ જનોના હૃદયમાં, વર્તો મંગળ માળ. ૫
કષ્ટ નષ્ટ સૌના કરો, સ્નેહે દિન દયાળ;
"**ભારતનાં બાળક ભલા,**" ગાજો મંગળ માળ. ૬

લેખક રસિક.

# હું શું લખું ?

## રાગ હરિગીત.

**હું શું** લખુ ? શું ના લખું, ! કો ખ્યાલ ના અંતર રમે;
ના શબ્દ એકકે પાડવા, આ **લેખિની** નીચી નમે
કૈં **વ્યુત્પત્તિ, પિંગળ,** અહા ! હું સ્વપ્નમાં જાણું નહિં;
**ગ્રામર** તણી રચના ભલી, હું, લેશ પરમાણું નહિં.
રે **હિસ્ટરી,** નવ યાદ છે, કૈં પૂર્વ કેરા કાળની;
**ભાવિ કથન** કથવા નહિ, બુદ્ધિ ચલે આ બાળની.
જ્ઞાની ગયા **સદ્બોધ** સારો, **શાસ્ત્રદ્વારાએ** કથી;
પણુ તે સકળ અવલોકવા, આ **બાળની બુદ્ધિ** નથી !
**વૈરાગ્ય, ભક્તિ, ને નીતિ,-શૃંગારનાં** કવિ એ ઘણા—
કાવ્યો રચી ગ્રંથો ભર્યા, નવ લેશ કો' રાખી મણા.
તો શું લખું ? તેથી વધૂ ! કૈં તે હવે સમજાય ના;
મન માહરૂં મુંઝાયહા ! કૈં એ ખુલાસો થાય ના.

*    *    *    *

કૈં યત્ન અંતે આદરી, લખું હું યથાબુદ્ધિ થકી;
પણ એકદર જનમાં અહા ! નિંદા થવાની છે વકી.
દુર્જન અદેખા દેખતાં, આ કાર્યને બસ ? નિંદશે;
મમ હૃદય કેરા પૂષ્પની, કોમળ કળીને વિંધશે.
વર્ષાતણા દર્શન થકી, ઝેરી ઝવાસા પર જળે;
પણ નવ લતાઓ પૂષ્પની, આનન્દમાં હર્ષે મળે.

રે! પૂષ્પ વેલીને કુહાડે, કાપવા ઝાઝા હશે;
પણ જળતણું, સિન્ચન કરીને, પોષવા ભાગ્યે થશે.
ઝેરી ઝવાસાના થકી, દિલમાં હવે ડરવું નથી;
નવ ખેદ મય અંતર કરી, પાછું હવે પડવું નથી.

*  *  *  *

**દલપત**, અને **નર્મદ**, વળી કૈં જન, અરે ? ચાલ્યા વહી;
નિજ નામની સાચી નિશાની, કાવ્યના 'રૂપે રહી.
મ્હારે હવે બસ જગતની, નિંદા જરી ના ચાખવી;
મૃત્યુ તણી પાછળ અહા! કૈં પણ નિશાની રાખવી.
હે! જગતના દાતા તમો, મુજને સુબુદ્ધિ આપજો;
મ્હારી કરૂણા અંતરે, સર્વે કુબુદ્ધિ કાપજો.
સ્મરણ કરી શુભ આપનું, મમ કાર્ય સ્નેહે આદરૂં;
**આશા સફળ કરજો વિભો!** એ પ્રાર્થના પ્રીતે કરૂં!



## " પતિ પ્રેમ દર્શન ! "

ઓ ! નાથ આ મમ હાથ મ્હેં, અર્પ્યો તમોને જ્યારથી ;
મમ હૃદયને તે સાથમાં, અર્પી ચુકી છું ત્યારથી.
વા'લા હવે હું આપની, અંતર થકી દાસી બની ;
પ્યારા તમારા પ્રેમની, આ ચાતકી પ્યાસી બની.
સાર્થક સહુ મમ જીવનનું, બસ ! તમે મહીં મા'રૂં શમે ;
મુજને હવે તો આપ વણ, ના સ્વર્ગની રીદ્ધિ ગમે,
આજ્ઞા કંઇ પ્રીતે પ્રભો ! બતલાવશો મુંજને જરી ;
તે પાળવા હું પ્રેમથી, સામેં રહું તત્પર હરી !
રે ! કષ્ટ જો બસ ! કારમું, શિર પર કદાપિ આવશે ;
પણ કિન્કરી આ તે સમે તો, બેવફા બસ ! ના થશે.
**શ્રીરામને** વનમાં જતાં, **સીતા સતી** સાથે રહી :
સમજાવતાં બહુ સ્નેહથી, પણ એકની બે ના થઇ.
રે ! **દ્રૌપદી, તારામતી, નળરાયની નારી** વળી ;
રે ! કષ્ટ પડતાં, **કન્થને**, જે રાનમાં સાથે પળી.
તેવું જીવન મા'રૂં પ્રભો, સ્નેહે હવેથી સમજશો ;
હૈયા તણા ઓ ! હાર, પ્રાણાધાર વ્હેમી ના થશો.
હું આપના સુખે સુખી, દુઃખે દુઃખી છું હર ઘડી ;
કે વાંક થાતાં માહરો ચાહું ક્ષમા પાયે પડી.
તમ ચરણને સેવી અહા ! શાન્તિ અખન્ડિત હું ચહું ;
નવ આપ વણ હું અન્યને, મેરૂ ચળ્યે લક્ષે લહું.

" રસિક."

# કન્યા વિક્રયની ક્રૂરતા.

## ગઝલ.

ભલા ભડવીર ભારતના, ચડો નિર્દોષની વા'રે;
ક્રૂરી છે તાત! તનિયાના, નહિ દિલમાં દયા ધારે.
કસાઈ ક્રૂરના કરથી, કપાએ છે **કુમારિકા!**
અરેરે! ભાગ લક્ષ્મીને, અપાએ છે **કુમારિકા!**
બિચારી કષ્ટની છાપે, છપાએ છે **કુમારિકા!**
હવે ધર્મો તણે પડખે, લપાએ છે **કુમારિકા!**
પિતા પુત્રી તણે કાજે, હૃદય ક્રૂરી કરે છે હા!
સુતાઓ સેંકડો વેચી, પિતા પુંજી ચરે છે હા!
સરસ મુક્તા તણી માળા, કપિ કરે ધરે છે હા!
અરે! નિર્દોષ બાળાનાં, સરસ સુખો હરે છે હા!
બિચારી! બાળકી ઉપર, ગુજારો એ લઈ એહા:
સુતા ના રક્તના તરસ્યા, કૃતઘ્નિ! એ થયા એહા;
દયા દિલ ના થયા દરિયે, ડુબાડી એ દઈ એહા;
અરેરે! દ્રવ્યકાજે લોભના—મોભે જઈ એહા.
છતાંઓ! આર્યના પુત્રો, રહ્યા કાં તે પરે તાકી;
અરે! નિર્દોષ બાળાને, નથી કં કષ્ટમાં બાકી.
દયા કે દાખવી દિલે, હવે બસ! હામ લાવોને;
અરે પાપી તણા પિંજર—થકી તેને બચાવોને.
અહા! મુગ્ધા તણી દુગ્ધા, તણો કં અંત આણોને;
ગરીબી ગાય સમ તેને, હૃદયથી તો પિછાણોને
અહા! કન્યા તણી દુગ્ધા, બધેથી નષ્ટ થૈ જાશે;
ઉદય આ "હિન્દનો" સઘળો, કહું છું સહેજમાં થાશે.
ઘણાં લેખો લખાયા છે, વધુ તેના લખાવો ને;
બિરાદાર! મુખથકી ઝાઝું, હવે બસ! ના કથાવોને.

"રસિક."

## મારી ધર્મ–માતાનું મૃત્યુ!

### રાગ હારગીત.

વાંચક વિચારો વા'લથી, વૃતાન્ત આવામા તણું;
યાદી લહું જો અંતરે, તો કષ્ટ ડંખે છે ઘણું.
અમ નગરમાં સુભ ગૃહસ્થનાં, પ્રેમાળ એ પત્નિ થતાં;
કૈ કાળથી મમ માતનાં, સ્નેહાળ એ સૈ'યર હતાં.
કો' કો' સમે મુજ માતના, પાસે અહા! એ આવતાં;
મા'રાપરે માતા સમુ, બસ! વા'લ એ દર્શાવતાં.
રે! નિરખતાં નિજને અહા! ઉર હેત મુજને આવતું;
જાણે રમું જૈ ગોદમાં, મન માહરૂં એવું થતું.
જો તો કદી, મળવા અહા! હું પ્રેમથી નિજ ઘ'ર વિષે;
સ્મિતે ભરેલા વદનથી, તે આવતાં સામાં દીસે.
શિક્ષા તણાં વચનો સરસ, મુજ માટ ત્યાં બસ! ભાખતાં;
અમ સ્નેહથી પોતે નહિં, જરિયે જુદાઇ રાખતાં.

* * * *

**અધિકાર, લક્ષ્મી, જીન્દગીનો** ગર્વના કરતાં જરી;
મૃગજળ સમી એની ગતિ, એ જાણતાં નિશ્ચય કરી.
અંતર હતું મમતા ભર્યું, દેવી દયાની એ હતાં;
આવ્યો અતિથિ આંગણે, એ સ્નેહથી સંતોષતાં.
કૈં ગુપ્ત કથની કોઇની, કે'તાં નહિં માથું જતા;
રે! પ્રેમ કેરી પૂતળી, શાણી શુશિલા એ હતાં.
તે સર્વના પર હેત સરખું, રાખતાં સ્નેહે સદા;
રે! વચન કેરા બાણથી, નવ દુભવતાં કો'ને કદા.

* * * *

દિન એક મેં કથની અહા! નિજ કષ્ટ દાઈ સાંભળી;
તુજ "ધર્મ માતા" આજ તો બસ! પ્લેગના પાને પડી.
ઉદ્‌ગાર એવા સાંભળી, સત્વર અહા! હું ત્યાં ગયો;
વ્યાધિ વધી જોતાં અરેરે! ખેદ અંતરમાં થયો.
સ્નેહી સકળ ટોળે મળી, કૈં કૈં દિલાસો આપતાં;
પણ અંતરે બચવા તણી, આશા નહિં કો'રાખતાં.
૭ દિવસ એ રીતે ગયા, ના કેશ કબ્જે તે રહ્યો;
બસ! બાર, રાત્રિના થતાં, નિજ પ્રાણ પરલોકે ગયો.

*　*　*　*

નિજ મર્ણથી, નોકર, અને, સ્નેહી, કુટુમ્બી, કળકળે;
રે! ઉષ્ણ અશ્રુ આંખનાં, ખાળ્યાં નહિ કો'થી ખળે.
જાતિ વિજાતિય જન સહુ, અફસોસ અંતરમાં ધરે;
સદગુણ અહા! નિજ સ્મરણમાં, સૌ કોઇને આવે ખરે.

*　*　*　*

રે! પ્રેમ પંખિણી અહા! આ સ્થાનને ત્યાગી ગઇ;
શુભ સંતતી બે તનય ને (એક) તનયા નિશાનીમાં રહી.
મુકતા તણી માળા થકી, મોતી અહા! છુટું પડયું;
રે! શોધતાં સંસારમાં, ના પુનઃ પાછું સાંપડયું.
જન્મી અરે આ જગતમાં, ભાતું ભલાઇનું ભર્યું;
અફસોસ! છે બસ! એટલો, ના "આત્મ" નું સાધન કર્યું.
પ્રભુ એમના એ "આત્મ" ને, શાન્તિ અખન્ડિત આપજો;
બસ "**બાળ**"ની એ છે અરજ, સ્નેહે હૃદયમાં સ્થાપજો.

શાન્તિ!　　શાન્તિ!　　શાન્તિ!

## "વિભૂને પ્રાર્થના"!

### ગઝલ.

કૃપાળુ જગતના દાતા, સુબુદ્ધિ આપજો વિભ!
વસેલી અંતરે ઊંડી કુબુધ્ધિ કાપજો વિભ!
ભવોભવ દાસ ત્હારો છું, ચરણને ચૂમનારો છું
સદાના માટે તમ ચંખુ હવેથી સ્થાપજો વિભૂ!
અરે! હું છેક અજ્ઞાની, લહ્યું સુખ આપન માની
ભલી ભક્તિ તણી ભગતી, રગોરગ વ્યાપજો વિભૂ!
યુગલ કર આપને જોડું, નહિ હું આપને છોડું
અમર આશા તણા પૂ'પા; સકળને આપજો વિભૂ!



## "લેખકની વિનંતી"

### (હરિગીત)

પ્રિય પાઠકો આ મમ તણું, પુસ્તક તમે આલોચતા,—
દેખો કદપિ દોષ કે રે! ત મહીં બમ! વાચતા.
ક્ષમા અહા! કરજો મ્હને, આ કાર્ય પરથમનું ગણી;
સ્નેહે સુધારી વાચજો, એ અરજ છે "લેખક" તણી!

# અર્પણ પત્રિકા.

સ્વર્ગવાસી, અનેક ઉપાગારી,

પરમ પૂજ્ય પિતા શ્રીના ચરણ કમળમાં.

## શાર્દુલ વિક્રિડિત.

પ્રીતે આ જગમાં લઘુ વયમહી, પાળ્યોજ જેને સદા;
લાવીને ઉર પ્રેમ જ્યાં મમતણી, વેઠી ઘણી આપદા.
મોટા તે ઉપકાર અંતરથકી, ભૂલું નહિ કો પળે;
સેવું ક્રોડ ઉપાય તોય બદલો, વાળ્યો નહિ તો વળે.
પ્રેમે હું બસ? આજ તો તમ વિષે, વિચાર સારા કરૂં;
નાનું આ મમ હસ્ત પુસ્તક લખી, રે ! આપ ચર્ણે ધરૂં.
મોટા જે અપરાધ તો મમતણા, દિલે નહિં ધારશો;
સ્નેહે સ્વર્ગમહીંજ તો મમતણી, આ ભેટ સ્વીકારશો.

લી.–આપનો અજ્ઞાન,

"સુરજ."

ॐ

## अहिंसा पर्मोधर्मः

# "અપીલ!"

રાગ ( ખ્યાલ. )

એક સમય હું પ્રભાત કાળે દશ વાગે તૈયાર થઇ;
વાંચન કેરી હતી રૂમ જ્યાં પોંચ્યો ઝટ હું તિહાં જઇ.
પુસ્તકકો, હસ્તે હું ધારી, બેઠો તો કે ખ્યાલ મહીં;
પડયો અચાનક કર્ણુપરે બગ! પશુઓનો પોકાર જહીં!
દુરદ્રષ્ટિએ જોયું મ્હેં જ્યા, પશુઓ મુજ પાસે આવી;
કથની નિજ કે'વાને લાગ્યાં, આશા કૈં અંતર લાવી.
કૈંક કાળનું અમ અંતરનું, કષ્ટ મહા કહીએ તમને;
તે માટે કૈં દયા કરીને, અપિલ લખી આપો અમને
પ્રીત થકી મેં કહ્યું તેમને, અનુક્રમે સર્વે બોલો;
વાત સાંભળી મ્હારી સર્વે, અંતરનો પડદો ખોલ્યો.
પશુઓ સર્વે નિજ ભાષામાં કષ્ટ જીહાં માંડયું કથવા;
કરી "ટ્રાન્શલેશન" અંતરમાં, અપિલ તિહાં લાગ્યો લખવા.

ગાય—

આર્ય તણા પુત્રો પુર્વેના, મુજને પૂજ્ય ગણે માતા;
સંકટ શિરપર પડતાં મુજને, અસિ લઇ કરમાં ધાતા.

પરમાર્થિક વૃત્તિ હું કરવા, હૃદય લેશ નવ શોષું છું;
દહીં, દુધ, ઘી, આપી જગને, પ્રેમ થકી હું પોષું છું.
અરે! વિચારો હિંદતણા જાયા, મુજ ગુણ છે અપરંપાર;
રે! ઉપકાર ભુલી એ સર્વે, મુજ પ્રત્યે કરતા અપકાર.
અરે! અરે!! આ જગત વિષે તો, શુદ્ધ ન્યાય કો' આપે છે!
હાય! **કસાઈ** સદા **અમોને**, ક્રૂર થઇને કાપે છે.

**બળદ—**

ખરેખરો આ જગત તણો આધાર મુજ પરહ્યો જાણી;
કુવા થકી જળ કોષ નિકાળું, વળી ફેરવું હું ઘાણી!
સગરામ અને બહુ માલ ભરેલી ખાંધે લૈ ખેંચું ગાડી;
ખંત ધરી હું ખલક મહીં તો, ખેડું છું ખેતર વાડી.
પાણીને કૈં ઘાસ, થકી, સંતોષ અમે માની લૈયે!
વતન તજી અમ પાલક કેરૂં, અવર સ્થાન માંનવ જૈયે.
છતાં અરે! અમ ઊપર પાપી! રહમ નહિ કો' ધારે છે;
ક્રૂર બની કાળા, અંતરમાં, હાય! અમોને મારે છે!

**બકરો—**

અરે! હાય! આ જગત વિષેથી, ન્યાય ગયો છે કયાં નાશી?
જબરાનો કો' ભાવ ચહેના, ગરિબને દે સૌ ફાંસી.
"બકરી ઈદ," કરે છે સઘળા, ગરીબ અરે! મુજને દેખી;
"વાઘ ઈદ" કરવાનો અંતર, ખ્યાલ નહિ લે કો' લેખી.
માંસ ફક્ત ખાવાના માટે, ક્રુર થઇને મારે છે;
કોણ કહો અંતરમાં આજે! દયા અમો પર ધારે છે,

પાડા—

બહુ કષ્ટ હું ખમી દિલમાં, ચૂનાની ચલવું ચકિ;
પીઠ પરે પણ પાણી કેરી, પખાલ હું લાવું નક્કી.
જેહ જનો તો વેદતણા, મંત્રોજ સદા મુખથી ભણતા;
ધર્મ, તણા, નામે હિંસામાં, ભેદ લેશ તે નવ ગણતા.
દશરા, કે નવરાત્રિમાં તો, માની સ્વર્ગ સમો સંયોગ;
ક્રુર થઇ ત્યાં મ્હને વધેરી, ભૈરવને આપે છે ભોગ.

ગાડર—

પરમાર્થમાં પ્રીત ધરી, હું ભોળપણે જીવતર ગાળું;
ઉન બધું આપી અંગેથી, ટાઢ સકળની હું ટાળું.
છતાં કષ્ટની કથની મ્હારી, કહો, કોણ અંતર લે છે?
પકડી મમ ગર્દન પર છરી, તર્ત ફેરવી ત્યાં દે છે.

હરણ—

વસતીમાં, વાસો નવ કરિયે, જંગલમાં નિત્યે ફરનાર;
પાન કરી જળનું રે! પ્રીતે, ઘાસ વળી પણ ત્યાં ચરનાર.
મધુર મોરલી એક વગાડી, લુબ્ધ કરે છે આગળમાં;
પાછળથી તીર ફેંકી બીજો, પ્રાણ અહા! લેતો પળમાં.

કુતરાં—

પૂર્વે નવ જાણેલો જરિયે. તેહ કાયદો થયો પસાર;
કયા પાપના ઉદય થકી,? બસ હાય! હવે રહ્યો કિરતાર.

અન્ન તણા કકડા ઘ'ર, ઘ'ર,માં, અરે ! અમે ખાવા ફરિયે ;
નિમક હલાલી ખરી બજાવા, ચોકી તમ ઘરની કરિયે.
ચર્મ, વળી ને માંસ, અમારૂં, નવ કૈં પણ કામે આવે ;
વણ કારણ અમને બસ ! મારી, હાય ! ક્રુરતા બતલાવે.
નજરે પડતાં અરે! અમોપર, બંધુકની ચલવે ગોળી;
વિવ્રવેદના વેઠી અંગે, દેહ અમે દેતા ઢોળી.

,, ,, ,, ,,

ઉંટ—

મુસાફરી કરવાને લાંબી, લોક મ્હને કરતા પ્રશન્ન;
ભૂખ, તરસ, તડકાને સેવી, કષ્ટ તણાં થાતાં દર્શન.
મોટા કો, રેતીના રણમાં, જળની જ્યાં ઝાઝી ઘુમરાણ;
કંક મુસાફર ક્રુર બની ત્યાં, જળ માટે લે છે મુજ પ્રાણ!

,, ,, ,, ,,

અશ્વ—

જગત તણાં સઘળા લોકો તો સ્વાર થતા પીઠ પર મ્હારી ;
તન મનથી માલિકની પ્રત્યે સેવા હું બજવું સારી.
ચેપી રોગ થતાં કો' અંગે, દવા ચાકરી નવ કરતા ;
નિર્દયતા, કૈં, સેવી અંતર! અમો પરે બંદુક ધરતા !

,, ,, ,, ,,

**હાથી—**

આર્ય તણી અબળાઓ હસ્તે મંગળમાં પે'રે ચૂડા;
ફક્ત તેટલા માટે મ્હારા, હાલ અરે! થાતા ભુંડા!

મુજ દંતૂશળ, માટે લોકો કો, દયા નહિ દિલમાં ધરતાં;
અરો નાખવા મ્હને પાસલે, કામ કપટનું આચરતા.
પાપ પુણ્ય બતલાવ્યું તેમાં, ભેદ અરે! કો' નવ ગણતા;
નિર્દયતા સેવી અંતરમાં, હાય! અમોને ત્યાં હણતા.

,, ,, ,, ,,

ગર્દભ—

બોજો મમ પાદપર નાખીને, મ્હને સદાએ તગડે છે;
ઠરી નહિ બેસુ કો'ઠામે, જીવતર મ્હારૂં બગડે છે.
અલ્પ વેગથી ચાલું જયાં હું, પીઠ પરે લાધીને ભાર;
ત્યાં તો ઝટ "યમરાજ" કરેથી, ડાંગતણો થાતો સત્કાર.
વેઠ અરે! મટતાં આ મ્હારી ચરવા નવ આપે ચારા;
ગામ મહીં ભટકી કરવાનો, ત્યાર પછી કર્મે વારો.
ગરજ થતાં તે વાટ ઘાટથી કાન ગ્રહી કરથી લૈ જાય:
વૃથા ખપર નવલે તો મ્હારી, હશે કહો આ કયાંનો ન્યાય?

,, ,, ,, ,,

સર્વે પશૂ—

લોકો શો કુદરતની આણા, હાથે હાય! ઉત્થાપે છે!
સ્વાર્થ તણા સાથી સૌ બનતાં શુધ્ધ ન્યાય નવ આપે છે!
કૈક જનોએ હિંશામાં બસ! ધર્મ ખરો લીધો માની!
કષ્ટ તણો આ પાર પામવા. પછી રહે આશા, શાની!

,, ,, ,, ,,

કથની હું સૂણી પશૂઓ, ની રહયો શોકમાં ત્યાં બૂડી:
પશૂ તણો આ શોર શાંભળી, પક્ષિપણ આવ્યાં ઉડી!

" " " "

પક્ષિઓ—

પક્ષિ સૌ પ્રીતે ત્યાં બોલ્યાં, દયા અમારી લ્યો ચીત્ત;
વધૂ નહિ તો ચાર લીટિયો, અપિલમાં લખજો પ્રીતે.
વ્યોમ મહીં વિચરતાં નિત્યે, ફલફુલ જંગલમાં ખાતાં:
શાન્ત થઇ અંતરમાં હર્ષે, ગિત પ્રભુનાં ત્યાં ગાતાં.
તરૂવર પર વાસો તો વસિયે, સમ્પે થૈ સર્વે સંગાથ;
પાળેછે શૌને બસ! પ્રીતે, દિન હૃદયનો તે જગનાથ!
છતાં પકડવા અમને કેઇ, કપટ કરે થૈને ક્રુરી;
શૅાખ ગણી પોતાનો અમને, પિંજરમાં દેછે પૂરી.
નથી બગાડયું કૈંજ તેમનું, છતાં અરે દુસ્મન બનતા;
પ્રાણ અમારા લેવાની તો, વાત સહુ હેલી ગણતા.!
શાન્તિ ભોગવતાં જ્યાં સૌએ,–દ્રુમતણી બેસી ડાળે;
અરે! અચાનક બંધુક છોડી, હાય! અમોને ત્યાં મારે.

લેખક—

અરે! વિચારો ભારતવાસી, દયાધર્મના ધરનારા;
પૂર્વે તાત હતા આપણુના, સંકટ સૌનાં હરનારા.!
દયા, તેહપર, ધરવા બદલે, ચલવો છો, તાતી તલવાર;
તેનાથી શું પુણ્ય થશે કે,? ખ્યાલ કરો કૈં હવે લગાર.!

કાંટો ભાગે કદિ અંગમાં, ચીશ, તમે પાડોછો ત્યાં;
કષ્ટ સહેછે તેહ કેટલું, અસિ ગળે ફરતી બશ! જ્યાં!
અહા! દેવને દુર્લભ એવો, દેહ મળ્યો આ માનવનો;
છતાં અરે અંતરમાં આજે, ખ્યાલ કરો કાં દાનવનો.!
પૂર્વ તણા કુકર્મ થકી, ત્રિયંચ ગતિમાં તે પડિયાં;
જેહ થકી બશ! તેહ બિચારાં, તમ તાબે આવી અડિયાં.!
કુદરતના દરબારે નકિક! સરખો છે સર્વેનો ન્યાય;
લાંચ, સિફારસ, ત્યાં નવ ચાલે, અહીં, સમો આપી અન્યાય.
**अहिंसा, पर्मो धर्मः** તણો, સિદ્ધાન્ત તમે સત્યજ માનો;
સદા **आत्मवत् सर्व भूतेषू,** મહાવાક્ય નકિક જાણો.
અરે! હવેઓ! ભારતવાસી, નિર્દયતા અગળી ટાળો;
"રસિક" વાત સમજી લ્યોમનમાં, સ્વર્ગ તણો એ છે માળો.



# પ્રખ્યાત "પિનલ કોડ"

## રાગ (ખ્યાલ)

કળિયુગ આવ્યો ખરેખરો, બસ નાના મોટા સૌ જનમાં;
**માત** પિતાની સેવા ત્યાગી, એજ કષ્ટ સૌના મનમાં.
એક જનકને ચાર પુત્ર પણ સેવાની તો વાતજ શી!
ગ્રહણ કરી છે ત્રૈણે ચોજે, **વૉઈન જુગાર ઇશકબાજી.**
વૃધ્ધ તાતનું વદયું ગમે નવ, માતાને પણ ના ગાંઠે;
પૂર્ણ પ્યાર છે પત્નિ સાથે, મન મિત્રોમાં તો સાથે.
અધે રાત્રએ બ્હાર જાય તો, પિતા કહે તું કયાં ચાલ્યો?
બુટ સ્ટૉકિંગ કૉલર ઝાકઝટ, નાંવન ડ્રેશ અંગે ધાર્યો.
બસ! તમારે નહિ પૂછવું, મરજી ફાવે તે કરશું;
ખાલી ટક, ટક, શાને કરતા, અમો નહિ તમથી ડરશું.
ખરૂં કહું છું માન અલ્યા તું આખરમાં બહુ પસ્તાશે;
કાલ મરી જાવું છે અમને નહિ આવે મા'રી વાંસે.
બહુ સાંભળી શિખ તમારી, લવરી બંધ કરી હ્યોને;
ટાઇમ લેટ થઇ ગયો અમારો, ઝટ અહીંથી જાવા દો ને.

" " " "

ભાઇ વિષે ખટ રાગ પજ્યાથી, મજિયારો વ્હેંચી લીધો;
ડોસો ડોસી, રહયાં એકલાં, વિચાર તેનો નવ કીધો.
માત પિતાએ દિલે વિચાર્યું કયાં જાશે દુ:ખના દા'ડા;
નફટ હરામી તે પુત્રોએ, ખાવાના બાંધ્યા વારા.

" " " "

પુત્ર તણી બૈરીયે તે પણ, વાત વાતમાં છંછેરે?
સાસુ સસરો કયા જનમનાં, વ્હેરી થઇ પડિયાં કેડે!
ધણી અમારા ઘણું કમાએ, તમે કરો શાની શેખી!
હવે પછી વચ્ચે જો બોલ્યાં, આ ડાંગ જો છે દેખી.

" " " "

અરે! વિચારો આર્ય દેશના, ભારત ભુમી કેરા તન;
લઘુ વયેથી તને ઉછેરી, મળમૂત્ર ધોઈ કર્યું જતન.
તે ઉપકાર ભુલી જઇ તેનો, મન ફાવે મુખથી બકતો;
માત પિતાની મહા **ભક્તિનો,** ખ્યાલ કરી તું નવ શકતો.
આ કળિયુગમાં, **માત પિતાની** પ્રેમે જે **ભકિત** કરશે;
**બાર ગણો** બદલો તે પામી, નક્કિ **ભવસાગર** તરશે.
**મહા તિર્થ** સમગણી ઉભયને, **ભકિત** કરશો તો સારૂં;
"**રસિક**" વાત સમજી લ્યો, મનમાં, **સ્વર્ગતણું** એ છે બારૂં.



# પતિ પ્રેમ દર્શન ?



તમ ચર્ણને સેવી અહા શાન્તિ અખન્ડિત હું ચહું,
નવ આપ વણ હું અન્યને મેરૂ ચાહ્યે લક્ષ લહું ?

પૃષ્ટ ૪. "રસિક."

# ભારતમાતા અને બાળક.



જીગરના તારને દીધો અહા! મેં તુંજમાં જોડી!
હૃદયના ભાવથી ભેટું ત્વરાથી આવતું દોડી!

" રસિક."

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

## માતા, અને બાળક !

### ગઝલ.

બાળક—

અરે! માતા ઉદાસીમાં, વદન તારૂં કહે શાને?
તજીને સ્વર્ગ સમ રીધ્ધિ, રખડતી ક્યાં ફરે રાને?
ભલું સૌભાગ્યનું ભૂષણ, કહે તા'રૂં ગયું છે ક્યાં?
સરસ સૌન્દર્ય આ તા'રૂં, કહે ઝાંખું થયું છે ક્યાં?
મણીમય શોભતો સારો, નથી શિરતાજ ત્હેં ધાર્યો ;?
તજીને રત્નનું આસન કર્યો કાં ભોંય સંથારો?
અમારા સર્વની સંભાળ—તો તું ક્યાં હવે લે છે!
રૂદન તું તો કરે નિત્યે, સદા ગ્લાની મહીરે'છે!

" " " "

માતા—

શિશુઓ! શબ્દ આ મ્હારા, સરવ તું સાંભળી લે ને ;
અરે! હેવાલ આ મારો, સકળને તું પછી કે' ને.
કથા આ કષ્ટની કથતાં, હૃદય જાશે અહા! છટકી!
ગિરિ મ્હારા પરે હા? કષ્ટનો આજે રહ્યો લટકી.
અહા! છું રત્ન કુક્ષીતો, તમારી હિંદ હું માતા!
રહી મા'રા તણે તાબે, તમે સૌ પામતા શાતા.
અલૌકિક જ્યોત તો પૂર્વે, રહેલી માહરી ઝળકી!
અમૂલું સ્થાન આ મ્હારૂં, રહ્યું' તું સ્વર્ગ સમ ચળકી.

" " " "

અમારા પૂર્વના પુત્રો, ધરાને તો ધ્રુજવનારા ;
અકારી કષ્ટની અગ્નિ, અહા! પળમાં બુઝવનારા.

વળીએ ધર્મના નામે, જીગરનું રકત દેનારા;
દિનોને દેખતાં, દ્રષ્ટે, ખરી સંભાળ લેનારા.
"**અહિંસા**" ના ખરા **સિદ્ધાન્તને જે-પાળનારાઓ**;
"**અનીતિ**" સર્વથા અંતર, થકી જે—**ટાલનારાઓ**.
"**શિયળ**"ને "સત્યતા" સાચી, ખરી,—સંભાળનારાઓ;
**જીવન પરમાર્થમાં** પ્રીતે, હતા જે—ગાળનારાઓ.
ન 'તો જ્યાં ભેદ તો કોઈ, સરિખા સર્વને ગણતા;
સકળની સાથમાં દોરી, સદાએ, સમ્પની વણતા.
વિષય નિંધા અને કલેષો, અવલથી તે બધા હણતા;
અહા! સુકાર્યમાં કિલ્લો, અમર કીર્તિ તણો ચણતા.
રહી સ્વતંત્રતામાંહીં, નહિ તે કો, થકી ડરતા;
તિમિર અજ્ઞાનને ભેદી, મ્હને ઉદ્યોતમાં ધરતા?
પ્રભુ ફરમાનની રાહે, હતા જે ચાલનારાઓ;
અખંડાનંદમાં, આરોગ્યતાથી મ્હાલનારાએ.
અરે! આ હિંદમાં સઘળે, હતી વીર હાકતો જેની;
થયા તે કાળના ભોગી! નિશાની ના મળે તેની.
દિપાવા ગોદ આ મ્હારી, હવે એવો નથી કોઈ;
રૂદન નિત્યે કરૂં છું હા! હૃદયની ધૈર્યતા ખોઈ.

" " " "

ગમન એ પૂત્રનું થાતાં, સમય ઝાઝો ગયો વીતિ;
અવર પુત્રો થયા ઉત્પન્ન બતાવું તેહની રીતિ.
મહા "કામી" અને "ક્રોધી," વળી મદ્યપાન કરનારા;
શિયળને સત્યના વૈરી, સકળપર દ્વેષ ધરનારા.

અરે ! વાયસ તણી પે' રે, કુકર્મે પેટ ભરનારા;
ન માલા સ્વાર્થી એવા, હરાયા હાય ! ફરનારા.
કર્યું પરમાર્થ પર પાણી, દયા દુસ્મન બની જેની;
નથી સ્વદેશની પરવા, વદું શું ? વાત હું તેની.
ઘણું ખાઈ અને પીને, બન્યાછે અંગમાં જાડા;
થવાને ભોગ ભેરવને ! મચ્યાછે મસ્ત થૈ પાડા.
મહા નિર્દય અને પાપી, કપટનાં કામ તો કરતા;
વળી અજ્ઞાનમાં અંધા, જરીના દેવથી ડરતા.
થયાછે એ બધા પેદા, લજવવા કૂખ આમ્હારી;
ગયોછે ધર્મ તો દૂરે, અરેરે ! ! હાય ! પોકારી.
નિહાળી હાલ આ સૌના, નિયમ સર મેઘ ના વરસે;
પશૂ પક્ષિ બિચારાં સૌ, મરેછે તે થકી તરશે.
બગીચા, વાડિયો, જંગલ, રહ્યાં જે ફાલથી ઝૂકી;
અજબ લીલા ! બધી તે તો, ગઇ છે સર્વથા શૂકી.
બની નિર્માલ્ય ! એ શિરે—પરાધીનતાજ ધારી છે;
વળી પરની અરે ! પોતે, ગુલામી ને સ્વીકારી છે.
વિના વાંકે બિચારાએ, તુરંગોમાં રહેછે કૈ;
વળી કુઆપદા અંતર વિષે, નિત્યે સહે છે કૈ.
બિચારા એ દુરાચારી, પરસ્પરમાં લડી બેઠા;
અવર લોકો અમારા રત્નને—આશન ચઢી બેઠા.
ખરી હું જયારથી પરતંત્રતા—માંહી પડી નિત્યે;
અરેરે ! ! ત્યારથી ગ્લાનિ વધીછે, માહરા ચિત્તે.
હવે આ હાલના પુત્રો, બધે અપમાનને પામે;
કદા પળ એક શાન્તિમાં, ઠરીને ના રહે ઠામે.

પુરાતન પન્થને ત્યાગી, અવર પન્થે અહા! પળતા;
તજી સ્વધર્મ પોતાનો અરે! કુધર્મમાં ભળતા.
બધી દોલત ગઇ ચાલી, અરે! અબ્ધિ તણા રસ્તે;
વળી જાહોજલાલી તો, લિલામે જાયછે સસ્તે.
**"અરૂણ" આ હિંદનો આજે,** અરેરે!! અસ્ત પામે છે;
સદાને માટ આ સ્થાને, તિમિર હા! ગાઢ જામે છે.
અરે! મમ કૂખને પાકયા, નિગુણા એ લજવનારા?
ગયા કયાં પૂર્વના પુત્રો? જગતને જે ગજવનારા.
અરે! આ શૌર્ય શાન્તિ તો, અને કીર્તિ તજવનારા;
વળી આ ભવ મહીં ભુંડી, ભવાઇ જે ભજવનારા.

" " " "

ઘણાં કષ્ટો અરે એવાં, રહ્યાં છે અંતરે સાલી;
હૃદયની આ બધી ભરતી, રૂદન વાટે કરૂં ખાલી.
મ્હને સ્વતંત્ર કરવાને, અરે કો' વીરલા જાગો;
તમારી કુમ્ભકર્ણી હા! હવે નિદ્રા સકળ ત્યાગો.
ભલાં ભૂવન અહા! છોડી, રખડતી રાનમાં આવી;
સદાના કષ્ટની કથની, કહેને કયાં જઇ ગાવી?
કથેલું "શલ્ય" અંતરમાં, અરેરે!! નિત્ય ખટકે છે;
વધુ મમ કષ્ટને કે'તાં હવે બસ! જીભ અટકે છે!

" " " "

**બાલક—**

સબુર! કર ઓ! હવે માતા, નિઃશાસા નાખ નવ ઝાઝા;
અમે તો જાળવી લૈશું **અનુપમ તાહરી** માજા;

સુણીને શબ્દ આ ત્હારા, હૃદયમાં ઘાવ વાગ્યો છે;
નવિન **ઉત્સાહ** ને બસ! **શૌર્યતાનો** વેગ જાગ્યો છે;
અમારી સૌ **અધમતાનો,** હવેથી અંત આવે છે;
તિમિર અજ્ઞાનતાનું તો, ઉરેથી દુર જાવે છે.
અમે સુધરી અહા! પોતે, અવરને તો સુધારી શું;
અયે! માતા, અમે ત્હારી, અમર કીર્તિ વધારી શું;
અહા **રીધ્ધિ અને સીધ્ધિ** ગએલી સર્વ લાવી શું;
હૃદયમાં પુર્વ—પુત્રોની નીતિ રીતિ વસાવી શું.
અમે તો દેશ સેવાનો, ખરો સિધ્ધાન્ત ધારી શું;
ઘણાં કષ્ટો નડે તેમાં, છતાં ના હામ હારી શું.
અરે! મિષ્ટાન્ન ને મેવા, અમે જમવા નથી—જનમ્યા;
અકારા પારકા તાપો, અમે ખમવા નથી—જનમ્યા;
સદા સંસારના રંગો અમે રમવા નથી—જનમ્યા;
ન માલા નો'ઢની પે'રે, જગે ભમવા નથી—જનમ્યા,
સદા પરમાર્થ કરવાને, અમે આ દેહ ધારી છે;
કુટેવોને કટુના તો, અમોને, સર્વ ખારી છે.
અમે તો **ધર્મનો ઝંડો,** હવે ફરકાવનારા સૌ;
કુધર્મી, કલેષિયાઓને, અમે થરકાવનારા સૌ.
સતત્ આ કાર્ય કરવાને, જીગરમાં જોમ, વાપ્યું છે;
અમે આળસ અને નિર્બળપણાને છેક કાપ્યું છે.
અરે આ કાર્ય કરવાને જરીના ધૈર્યતા રે'તી;
મનોવૃત્તિ અમારી આ, સમયની, રેલમાં વે'તી.

અમે આ હિંદની અજ્ઞાનતાને છેક કાપી શું;
પછીથી પુર્વને આશન, અમે તુજ નેજ સ્થાપી શું.
અમે તો તાહરીઆણા, અહા! શિરે સદાધરશું;
નિવારી સર્વનાં કષ્ટો, અખંડાનંદમાં ફરશું.
સકળ ભારત તણાવાસી,! અમે સૌ તાહુરા જાયા;
અમો શિરે છવાઇ છે, કૃપાળુ જયોર્જની છાયા.

" " " "

માતા—

શિશુ ત્હારા થકી મ્હારી, ઘટી છે સર્વથા ભ્રાન્તિ;
સકળ શબ્દો શ્રવણ કરતાં, વધી છે અંતરે શાન્તિ.
નિરાશા તો હવે મ્હારી! હૃદય ત્યાગી ગઇ છટકી;
નવિન આશા તણા અંકુર, રહયા છે અંતરે પ્રગટી
લઘુ વયમાં અહા! તારો, જીગરનો, જોશ આ કેવો;
બધે જોયું જગે ભટકી, નહિ કો' તાહરા જેવો.
અહા! બસ! યોગ્ય ઉમરનો, ત્વરાથી તું હવે થાએ;
સકળ શત્રુ અહા તારા, હવે દોઝખ મહીં જાએ.
હવેથી પુર્વની રીતિ, અહા! સર્વે સ્વીકારૂં છું;
ધરી સૌભાગ્યનું ભુષણ, શિરે બસ તાજ ધારૂં છું.
મણીમય પુર્વના આશન તણી, બસ! રાહને દેખી;
વિચારો નવનવા અંતર, રહી છું. હું હવે લેખી.
અહાહા!! ધન્ય છે! ધીરા, ખરો તું માહરો જાયો;
અરિ સમ ભિષ્મ કાર્યોપર, અસિલૈ હસ્તમાં ધાયો.

જીગરના તારને લીધો, અહા મેં તુંજમાં જોડી;
હૃદયના ભાવથી ભેટુ, ત્વરાથી આવ તું દોડી.

" " " "

અયે! બેટા હવે તારી, સકળ વાણી સફળ થાજો;
સકળ આધિ અને વ્યાધિ, ઉપાધિ નષ્ટ થૈ જાજો.
પ્રભુ આ કાર્ય કરવાને, નડે તે કષ્ટને હરજો!
હૃદયમાં ધૈર્યતાધારી, વિજય લક્ષ્મી! અહા વરજો!

" " " "

વિભુ આ બાળના ઉરે, સુબુદ્ધિ સ્થાપજો પ્યારા;
વસેલી લેશ અંતરમાં, કુબુદ્ધિ કાપજો પ્યારા.
રગોરંગમાં, અજબ જયોતિ, તમારી વ્યાપજો પ્યારા;
"रसिक" આનંદ અંજામે, તમે બસ આપજો પ્યારા.

---


જાહેર ખબર.

"નિર્ભાગી નવલ"

અને

"નિર્દોષ શુશિલા"

અદ્‌ભુત હૃદયભેદક પ્રેમનો ચીતાર. થોડા સમયમાં બહાર પડશે!

લેખક—"રસિક," પાલનપુરવાલા.

## "દમયંતીનું આક્રંદ"

રાગ—કાદમ્બરીના ખેલમાં (**શું કહું કથની મારી રાજ**).

કયાં ગયા મૂજને મે'લી નાથ......કયાં ગયા મુજને મેલી
વિના—ચંદ્રે ચકોરી ઘેલી નાથ,...કયાં ગયા મુજને મેલી
મૂજ શિરપર આજે છવાણી,
ચોગમ દુઃખની ઝાડી!
અર્ધ નિશાએ કંથ ગયા કહી,
અર્ધ વસ્ત્ર મમ ફાડી!...નાથ.
જળ વગર આ મીન અકેલી,
તનના તાપો તપતી!
માળા લઇ મમ કર વિષે હું.
નળ, નળ, મુખથી જપતી!...નાથ.
અજગર મુખથી અલગ થઇ ત્યાં,
વ્યાધ તણે પડી પાને.!
દેવ? દયાળુ આજ કર્યું બસ!
વજ્ર હૃદય તમ શાને!...નાથ.
રાન મહીં આ હું દુઃખિયારી,
કયાં જઈ તમને ખોળું?
આપ વિના આ દેહ નકામો,
સ્વરૂપ ભસ્મમાં રોળું!...નાથ.

# દમયંતી !



અજગર મુખથી અલગ થઇ ત્યાં વ્યાઘ્ર તણે પડી પાને.
દેવ દયાળુ આજ કર્યું બસ! ક્રુર હૃદય તમ શાને ?...નાથ.

" રસિક."

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

# ભારતનાં સંતાનોની પ્રાર્થના!



હીંદ તણી હાલતપર આજે કર કરૂણા તું હે? જગદીશ?
ભારત દેવી રૂદન કરે તેને દો અંતરની આશિષ?

પૃષ્ટ ૩૭. "રસિક."

## પ્રભુ પ્રેમ મુજને ગમતો!

રાગ–(થઈ પ્રેમવશ પાતળિયા).

પ્રભુ પ્રેમ મુજને ગમતો—રે
આ ખ્યાલ હૃદયમાં રમતો રે......પ્રભુ પ્રેમ,
નથી સગું મુજ અંત સમે કો, ભ્રાત અને વળી ભગિની.
લાગી નર વર શું લગની!
ભુ......લી ભવ સાગર ભમતો રે,......પ્રભુ પ્રેમ
નાથ નિરંજન જગ પતિ સેવું, નેક હૃદયમાં ધારી
જગની જંજાળ નિવારી,
કુકર્મ થકી કમકમતો રે.........પ્રભુ પ્રેમ.

---


### જાહેર ખબર.

"નિર્ભાગી લક્ષ્મી"
યાને
**કન્યા વિક્રયની ક્રૂરતા.**
થોડા સમયમાં બહાર પડશે,
લેખક—"રસિક,"
પાલનપુર.

## "ઇશ્કનો" નતીજો!

(ગઝલ).

અરે! પરનારની ભુંડા! નહિ તું પ્રીતડી કરજે;
અમુલી શિખ આ અંતર, સદાના માટ તું ધરજે.
થઇ પરનારના પ્યાસી, મહા મૂડી ગુમાવે છે;
અરે? હાથે કરી પોતે, ગરીબી, ઘે'ર લાવે છે.
ઘણા નખરા ચલાવીને, કરે છે આપને ખૂશી;
પછી પુડા થકી માખી, મધ લેશે બધું ચૂશી.
અહા? ખોખું કરી ખાલી, તમોને તે તજી જાશે;
પછીથી આપની વીરા! કહોને શી ગતિ થાશે.
અરે પરનાર તો કો'દિન, ગળું છેદાવશે ત્હારૂં;
વળી પરનારને સેવી, થશે જીવન બધું ખારૂં.
ઘણાં નાટક અને નૉવેલ, કથાઓ કેહશે વાંચી;
દશા બુરી અરે? પરનારની તેમાંજ આ લોચી.
અરે? પરનારથી કેઈ, ઘણા પાજી થએલા છે;
જગે લુચ્ચા અને નાગા, મહીં ગાજી રહેલા છે.
પુરૂષાતન જશે સર્વે, વળી કીર્તિ જશે ચાલી;
થશો! કંગાલના જેવા, રહેના વાલની વાળી.

અરે! પરનારથી કોને, કહોને સાર છે લીધો;
જવાને નર્કના દ્વારે, કર્યો મારગ અહા? સીધો.
ગઇ શાહી ઘણી શુકી, ઘસાણી લેખણો લખતાં;
કવિ ને જ્ઞાનિયો થાકયા, શિખામણ આ બધી કથતાં.
છતાં કામાંધ લોકોની, જરા પણ આંખ નવ ખુલી;
તજી નીતિ અને રીતિ, રહ્યા છે "કામ" માં ડૂલી.

" " " "

અનીતિ કુંપમાં પડતાં, બિરાદર સૌ હવે ચેતો;
ગઝલના તાનમાં ગાજો, હકિકિ ઇશ્કની બેતો.

રસિક.

# જાહેર ખબર.

"સૂર્યામણિ" યાને પ્રેમનાં પંખી"

થોડા સમયમાં બ્હાર પડશે. લેખક "રસિક"

પાલનપુરવાલા.

## દિલખૂશ દર્પણ'!!

રાગ (ખ્યાલ).

**ભારતમાં** વસનારા સર્વે, મુજ પાસે બસ! આવોને;
વાત એક સમજાવું સારી, ખ્યાલ હવે કૈં લાવોને.
અંતરની કથની આ મ્હારી, કહું તેહપર આપો ધ્યાન;
ઊંચી આંખ કરીને જોજો, "**આજ કાલનું હિંદુસ્તાન**"

" " " "

અટન કર્યું મ્હેં સર્વસ્થાને, **કલકત્તા મુંબઇ, મદ્રાસ**;
પ્રતિબિંબ આ દેશ તણું, "દર્પણ" માં હું બતલાવું ખાસ!
શ્રવણ કરીને વાત હવે આ, હૃદય મહીં લાવો કૈં સાન;
ઊંચી આંખ કરીને જોજો, "**આજ કાલનું હિંદુસ્તાન**"

" " " "

**કેળવણીમાં** દ્રવ્ય અરે! રે! વિવેકથી નવ ખરચાએ;
પછી અરે! આ **ભારત** કેરો, ઉદય કહો કયાંથી થાએ;
ભણી ગણીને થાકયા તોએ, ઓછું નવ થાતું અજ્ઞાન;
ઊંચી આંખ કરીને જોજો, "**આજ કાલનું હિંદુસ્તાન**"

" " " "

ઉદર અહા ભરવાના માટે, બાપાને બહુ છે વાંધા;
અંગરખી જોશો જો અંગે, તો જડશે સત્તર સાંધા

તેહતણા કુળદિપક આજે, ચૌટામાં જઈ ચાવે પાન;
ઊંચી આંખ કરીને જોજો "આજ કાલનું હિંદુસ્તાન."!

" " " "

શાસ્ત્ર તણો સૌ સાર, અરે! નવ શૉખિનો સમજી શકતા;
ગઝલ કવાલી, વાટ ઘાટમાં, ઇશ્કતણીમાંથી બકતા.
ધર્મ તણાં પોથાંને થોથાં, આજે ગણતા સૌ હેવાન;
ઊંચી આંખ કરીને જોજો, "આજ કાલનું હિંદુસ્તાન."!

" " " "

દેવ! તણા મન્દિરના બદલે, હૉટલમાં જઈ ઝટ બેસે;
ધર્મ ગુરૂ જ્યાં બોધ દિયે ત્યાં, થિએટરમાં તે પેસે.
સજ્જનના શબ્દોપર પોતે, નહિં લેશ પણ ધરતા કાન;
ઊંચી આંખ કરીને જોજો, "આજ કાલનું હિંદુસ્તાન."!

" " " "

પરનારીના પ્યાસી ઝાઝા, જુગારિયોનું વાધ્યું જોર;
શાહ ગણાતા જગતવિષે, તે તો સૌ થઇ બેઠા છે ચોર.
સ્હેજ વાતમાં તોલ ગુમાવે, જુઠી જેની છેક જુબાન;
ઊંચી આંખ કરીને જોજો, "આજ કાલનું હિંદુસ્તાન"!

" " " "

માત પિતાની ભક્તિ સર્વે, ફોક ગણી મૂકી પડતી;
ભામાના ભરમાવ્યા ભૂલે, આણશિરે તેની ચડતી.
પાપી પુત્રો જનક, જનુનીનું,–કરતા ઝાઝુ અપમાન;
ઊંચી આંખ કરીને જોજો, "આજ કાલનું હિંદુસ્તાન."!

" " " "

**નાત જાતનો** ટેક તજીને, **અનાચાર** પર જૈ ચડતા;
અંધ બની પર લલના, લંપટ વિષય કુન્ડમાં તે પડતા.
**ચડશ, અને ચંડુલ, તંબાકુ,** વળીકિક કરતા **મદ્યપાન;**
ઊંચી આંખ કરીને જોજો, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

ગાયબ થૈ ચુકયા **"છે હુન્નર"–કળા** અને **કૌશલ્યાદિ;**
**નૈરંગ, નિંદા ખોરો,** ઝાઝા, વળી દાસે છે **પરમાદી.**
ભાવ ચહેના કોઇ તેમનો, ઘરઘરમાં રખડે જયમ શ્વાન;
ઊંચી આંખ કરીને જોજો, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

**અપંગ** આદી અરે! બિચારાની નવલેતું કો' સંભાળ;
માગો જો કૈં મૂખથકી, **નફટા** ફુરી થૈ આપે ગાળી.
**લક્ષ્મના પૂંજારી** સમ છે, ખરેખરા સઘળા ધનવાન;
ઊંચી આંખ કરીને જોજો, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

**હિંસા** હાય! વધી છે ઝાઝી, **ધર્મ** ગયો **ધરણી માંથી;**
**બાવળ** વાવી ઇચ્છા **"આમ"** તણી કરતાં મળશે કયાંથી.
પરમાર્થમાં પાઇ દિયેના, સ્વાર્થ મહી સઘળા મસ્તાન;
ઊંચી આંખ કરીને જોજો, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

કો' સ્થળમાં નવ દેખું–દ્રષ્ટે **સંપ** તણો હું જરીયે વાસ;
હિંદ મહીં આવેલું સઘળે, ઠેર ઠેર **કજિયા કંકાસ.**

**પ્રેમ** ગયો પરલોક પ્હોંચી, નવજરિયે **શાન્તિ સન્માન;**
ઊંચી આંખ કરીને જોજે, **"આજ કાલનું હિંદુસ્તાન"**

" " " "

કળિયુગમાં **"કવિયો"** તો ઝાઝા ઘર ઘરમાં છે ફરનારા;
ગયા **"ભોજ" "વિક્રમ"** આદિ સૌ, કદર **"કવિ"**ની કરનાર.
સારૂં નરસું એક સરિખું આજે ગણતા સૌ નાદાન;
ઊંચી આંખ કરિને જોજે, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

**સદ્‌ગુરૂ** તો શોધ્યા નવજડતા, **કુગુરૂઓ** સઘળે ફરતા,
પાખંડી થઈ અરે પાપિયા કામ અધમ તે તો કરતા.
ધનીંગ ધર્મના નામે ચલવે, પેટ તણું કરવા ગુજરાન;
ઊંચી આંખ કરીને જોજે, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

**નીતિ** તો રંડાણી છેકજ, **દયા ધર્મ**નું ભાગ્યું મૂળ;
**શાન્તિ, શિયળ, સત્ય,** મહીં તો પ્રગટેલી મોટી છે શૂળ.
અલંકાર સૌ હિંદ તણો, રે! આજે પામ્યો છે અવસાન;
ઊંચા આંખ કરીને જોજે, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

**ભૂત. પ્રેત,** ડાકણ, **શાકણના,** વ્હેમે દેશ ગયો ડૂબી;
**ભુઆ, જતિ, બાવા** ને **જોગી** ત્યાં આગળ ચલવે ખુબી.
મંત્ર જંત્ર માદળિયા કરતા, પોતે ઝાઝું પામે માન;
ઊંચી આંખ કરીને જોજે, **"આજ કાલનું હિંદુસ્તાન."**

" " " "

"　　"　　"　　"

કૈંક સ્હેરમાં અરે ! હાય ! બસ ! ખરા બપોરે પડતી ધાડ !
કરે કૈંક પોકાર બિચારા છતાં નહિં કો સૂણે રાંડ !
ગાડર સમ બસ ! દિન બનીને, વેઠે છે વસમુ નુકસાન !
ઊંચી આંખ કરીને જોજો, **આજ કાલનું હિન્દુસ્તાન !**

"　　"　　"　　"

ભરપટ્ટે **ભિક્ષૂઓ ઝાઝા,** ચૌટે ચકલે રખડે છે !
ગુનેગાર ત્યાં ગણી કૈંકને, પોલિસ પ્રીતે પકડે છે !
સર્વેનું સમ્મેલન જોવા પ્હોંચો જઈ તિર્થોને સ્થાન !
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન !**

"　　"　　"　　"

**બાળ** અને વળી **વૃદ્ધ લગ્નનો,** ક્રૂર ચાલ બહુ પંકાએ !
**દુર્ભાગ્ય** ! આ દેશતણું જે, **વિધવાઓ** વધતી જાએ !
જે સ્થળ **મંગળથી** ઊભરાતાં, તે સ્થળ છે આજે સમશાન !
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન !**

"　　"　　"　　"

**વૈદાનું** વાંણુજ તો ફાટયું, દાટ **દવાએ** છે વાળ્યો !
મહા રાફડો **પ્લીડર કેરો** આજે ઊભરાતો ભાળ્યો !
**રોગ શોક કંકાસ,** રહ્યા છે, ભારતના **થૈને મહેમાન !**
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન !**

"　　"　　"　　"

હિન્દતણી **દોલત** તો સઘળી, વહી જાયછે **દરિયાપાર !**
**નિર્ધનિયો** આ દેશ થયો ને, **મંદપડયો સઘળો વેપાર !**

**દેશીનો** કો'ભાવચહેના, **વિદેશિયોનું** વાધ્યું માન!
ઊંચી આંખ કરીને **જોજો, આજકાલનું હિન્દુસ્તાન**!

" " " "

**બત્રીસ ક્રોડ** તણી વસ્તીમાં, **બાર ક્રોડ** ભૂખે મરનાર!
**ચાર ક્રોડ** બસ! બાળ વયેથી **વિધવાઓ** થૈને ફરનાર!
અરે વિચારો ભારત વાસી! દુખિયા દેશ તણું આખ્યાન!
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન**!

" " " "

દૃઢ **આત્મ બળને** અવલંબી, રહેનારો નવ દેખું એક!
પડયા **પરાધિનતણે પિંજરે! સ્વતંત્રતાને** ભૂલી છેક!
અર્પ્યા જે માટે શિર પૂર્વે, તે નવ **માતૃભુમિનું** માન!
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન**!

" " " "

**બ્રાહ્મણ** ભાન ભૂલ્યા છે સઘળું, **વૈશ્યો** પણ છેકજ વંઠયા!
**રજપૂતો** બળ હિન બનીને, બરફસમા થાતા ઠંડા!
કળિ કાળમાં ઝાઝું દીઠું, **શુદ્રોનું** મોટું તોફાન!
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન**!

" " " "

**હરિશ્ચંદ્રસમ,** કયાં છે સતિયા, કયાં છે **કરણસમા** દાતા!
**દશરથ,રામ,નળાદી,**કયાં છે,? કયાં છે **પાંડવ,**સમ ભ્રાતા?
તેહ સર્વના બદલે પ્રગટયા, ઠેર ઠેર આજે શયતાન!
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન**!

" " " "

**સતી સીતા, દમયંતી, તારા, સુકન્યા, સાવિત્રિ** ક્યાં!
**ભારત દેવી!** ઊરે જેહનું, **અભિમાન** ધરતી'તી જ્યાં!
અરે! એહવી **સન્નારી** હું, એકકે નવ દેખું **કુળવાન**!
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન**!

” ” ” ”

**છત્રપતિ શિવાજી, ટીપુ, પૃથુરાજ, શુરો પ્રતાપ!**
**અકબર** આદી, કૈંક **નૃપનો**, હિન્દ વિષે પ્રવર્ત્યો તાપ!
શૂરાના સ્થાને **નિર્બળિયા**, થયા ગુણ હીણા ગુણવાન!
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિન્દુસ્તાન**!

” ” ” ”

**અમેરિકા યુરોપ** વીગેરે, પૂર્વે **જડવાદી** લેખાય!
તેહ આજ શુભ સંસ્કારેથી, **નવનવ ગૌરવમય** દેખાય!
**અંતિમ સાઠ વર્ષમાં ફક્તજ ઉદ્યોતે ઝળક્યું જાપાન!**
**છતાં હજુ કાં સુસ્ત રહ્યું છે, આત્મ વાદી આ હિન્દુસ્તાન!**

” ” ” ”

**લેખ** ઘણા **જાહેર પત્રોમાં**, દેશ વિષે વાંચી થાક્યા!
છતાં અરે! ઓ! **ભારતવાસી**! નિદ્રાથી નવ કો જાગ્યા!
**ધીર વીર પરમાર્થી** થાવા, પાળો **કુદરતનું ફરમાન**!
સુધરી પોતે પછી સુધારો, **આજકાલનું હિન્દુસ્તાન**!

” ” ” ”

વધૂ દૃશ્ય લખતાં પાઠકનું, હૃદય અરે! જાશે ફટકી!
તે માટે ધીરજ બસ! ધારી રસના આરે'છે અટકી!

ગ્રંથ ભરાશે ઝાઝું, લખતાં, દેશ તણું આ સર્વે બ્યાન !
ઊંચી આંખ કરીને જોજો, **આજકાલનું હિંદુસ્તાન !**

"  "  "  "

હિંદ તણા આ હાલ નિહાળી, દેવ રહ્યો સૌપર કોપી !
તેહ શોક દર્શાવા માટે, ધરી શિર કાળી ટોપી !
જ્યારે હીન્દ થશે ઉદ્યોતે, તવ ધરશું અંગે જરિયાન !
ઊંચી આંખ કરીને જોજો, આજકાલનું હિંન્દુસ્તાન !

"  "  "  "

**હિન્દ તણી હાલતપર આજે, કર કરૂણા તું હે! જગદીશ !**
**ભારત દેવી રૂદન કરે, તેને દો અંતરની આશિષ !**
**હિન્દમહીં પ્રગટાવો પ્રીતે, સ્વર્ગ સમાં સારાંસંતાન!**
**અચળ, અમર, કરજો બસ પ્રીતે રસિક અમારૂં હિંદુસ્તાન!**

"  "  "  "

અમર તપો આ હિન્દ વિષે બસ ! **પ્રૌઢ જયોર્જ કેરી ગાદી !**
જેહ થકી કૈં હજુ સુધી છે, દેશ તણી હા ! આબાદી !
બળિયા દુશ્મન સાથે ભીડી, બાથ અહા થૈને બળવાન !
જેહ તણા બસ ! **પુણ્ય પસાયે,નિર્ભયછે આ હિંદુસ્તાન!**

"  "  "  "

હિન્દ તણું હીત ચીન્તવનારા, હિન્દ વિષે કયારે થાશે ?
**તિલક, ગાંધી, બીસેન્ટ** આદી, પ્રગટ થશે તે પરખાશે !
દેશ માટ કારાગૃહ સેવ્યું, **સ્વર્ગસમુ** માનીને સ્થાન !
**જાપ જપે છે અંતર નિત્યે "અહા! અમારૂં હિંદુસ્તાન"!**

"  "  "  "

દોષ કંઇ દેખો લખવામાં, મન સાથે મુકી ઇન્સાફ !
શાન્ત હૃદયથી **ભારત બન્ધુ** લેખકને તે કરજો માફ !
હંસ સમું જળબુન્દ નિવારી, સૌ પ્રીતે કરજો પયપાન !
'લેખક'ની પણ એજ આશાછે, **સુખમયહો આ હિન્દુસ્તાન.**



## " ઘડિયાળ " કે " કાળ "

### રાગ (હરિગીત).

કટ, કટ, કરી ઘડિયાળ, સૌને હર ઘડી સમજાવતી;
તુજ **જીન્દગીને** સર્વ હું, કાપું કુહાડાની વતી.
જો? "કાળ" તુજને કાપવારે? આવતો છાનો બહુ;
પણ હું તને ચેતાવવા, કટ, કટ, કરી મોંથી કહું !
" " " "
કે પળ કરી કટ, કટ, પછી, પોકાર કલ્લાકે કરૂં !
જાગો લ્હમે કાં હૃદયને, **અજ્ઞાન** નિદ્રાએ ભર્યું !
"કટ" Cut અર્થ તો છે કાપવું, સમજે કંઇ તો સમજજે !
**આળસ** તજીને અંગથી, **સદ્કાર્યમાં** તત્પર થજે !

"રસિક."



## જૈન ભાઈઓ!

ત્હમારી આસપાસ અને ત્હમારા મધ્યમાં અજ્ઞાન, કુસંપ,
વ્હેમો અને સડાનું સંયુક્ત શત્રુલશ્કર ત્રાસ
વર્તાવી રહ્યું છે!

**ત્હેને ત્હમે કેવી રીતે હઠાવશો?**

છૂટાછવાયા ફીરકા અને ગચ્છોથી કાંઈ નહિ બને;

**સંયુક્ત બળજ કામ લાગશે!**

માટે જ

**'સંયુકત જૈન વિદ્યાર્થી ગૃહ' સ્થપાયું છે.**

તે
ત્હમારા સઘળા ફીરકામાં વિદ્યા ફેલાવશે.
ત્હમારા સઘળા ફીરકામાં એકતા ફેલાવશે.
ત્હમારા સઘળા ફીરકામાં ચૈતન્ય રેડશે.

**'સંયુક્ત જૈન વિદ્યાર્થી ગૃહ'**

**ત્રણે જૈન ફીરકાનું સૈયારૂં મંદિર છે.**

**'સંયુક્ત ૈન વિદ્યાર્થી ગૃહ.'**

એકજ એવું ધામ છે, કે જ્યહાં ત્હમે સઘળા મતભેદ
અને મ્હારૂં ત્હારૂં ભૂલી સરસ્વતી દેવીની ભક્તિ કરી
શકો. **વિદ્યાર્થીઓને સ્કૉલરશીપ**
આપી ભક્તિ બતાવો

લખો:—**વાડીલાલ મોતીચંદ શાહ,**
**"જૈન હિતેચ્છુ" ના મુખ્ય લેખક,**
નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ.

